કીમત બે આના

# હીંદી પ્રેમ કથા





મુદ્રક,
નટવરલાલ શંકરલાલ મ્હેતા

પ્રકાશક,
ઉપેન્દ્ર બી. કંથારીઆ.

મુદ્રણસ્થાનઃ—
વિવેકાનંદ મુદ્રણાલય, ખાડીઆ—અમદાવાદ

# હીંદી પ્રેમકથા.

જ્યાં ધર્મની ધારા મધુરાં પ્રેમનાં ઝરણાં ઝરે
જ્યાં પૂર્વની જાહોઝલાલી હાલપણ નજરે પડે,
તે પૂણ્ય પાવન દેશ હિંદુસ્તાન જગ જાહેર છે,
ગાના કથા ગીના તણી જ્યાં નિત્ય વહેતી નહેર છે.

અને એ કાળ જુના પુરણ પ્રસિદ્ધ આ ભારત દેશનીજ પૂર્વના જમાનાની આ એક કથા છે, કે જેમાં કેસ્મીર, ને શાલીમારની આસપાસના સુંદર દિવ્ય પ્રદેશોમાં વસતી પ્રજાનો પ્રેમ ઇતિહાસ રજુ થાય છે.

હિમાલયની સરહદપર પુરાતની કાળનો પુરાવો આપતી તે જુની મસ્જીદ ઉભી હતી, ને તેની પાડોશમાં એક વિશાળ રાજમહેલ હતો, જેમાં ખુદાના મહિમાને પુરેપુરી રીતે નહિ જાણનાર **સુલતાન અબ્દુલ રહીમ** રહેતો હતો છતાં પણ જ્યારે જ્યારે મસ્જીદમાં મુલ્લાની નિમાજની બાંગ સંભળાતી ત્યારે ત્યારે તે પોતાનો સુલતાની દોરદમામ દીલથી છોડી ખુદાની બંદગીમાં જોડાતો.

સુલ્તાનની બેગમ સુલ્તાના મનવર અલ રહીમા એક આદર્શ સ્ત્રી હતી, ને સુલ્તાનને જીગરના પ્રેમથી ચહાતી હતી. કે જેના શુભ ફળ તરીકે ખુદાએ શાહજાદા ઝહિરૂદીનની તે પ્રેમી જોડાંને નવાજેશ કીધી હતી

ઝહિરૂદીન જવાનીના પુરબહારમાં હતો, છતાં દરેક જાતના રજવાડી દુરગુણોથી દુર હતો; ફક્ત એક શિકારનો શોખ બેહદ હતો. દર સવાર થયા વગર રહે, તોજ તે શિકારે ગયા વગર રહે. આજે પણ સુર્યોદય થતાં સુલતાનાએ ફરજની નમાજ પુરી કરી ત્યાં ધનુષ્ય બાણ સજી શાહજાદો શિકારે જવાની રજા લેવા આવી પહોંચ્યો.

સુલતાનાએ શાહજાદાને સ્નેહથી હૃદય સાથ ચાંપી કહ્યુ "બેટા તારી વખતો વખતની ગેરહાજરીથી તારા પિતા બહુજ નારાજ થાય છે, હવે તારા શિકારના શોખને કંઇક કાબુમાં રાખ તો ઠીક."

"માતા, શિકાર ખેલવો એતો રાજવંશીઓની ફરજ છે, મને તે શીવાય ચેન પડતું નથી" ઘણાજ પ્રેમથી શાહજાદાએ કહ્યું, ને સ્નેહાળ માતાથી તેને રોકવાનું ન બની શક્યું, તે ગયો, પણ માતાને વિચારમાં મુક્તો ગયો.

શું તે દીવસોના દીવસો શિકારની રમતમાંજ રોકાતો હશે? રાણીએ શંકાશીલ થઇ મન સાથ સવાલ કર્યો, ને કંઇક દીલમાં નવો વિચાર-નવો વહેમ આવતાં તેણે સુલતાનના દરબારના સરદાર હસનઅલી ખાનને શાહજાદાની હીલચાલ છુપી રીતે જાણી લેવા ફરમાન મોકલાવ્યું.

ત્યારે શું શાહજાદો પણ કોઇ ઉંડા પાણીમાં રમતો હતો? બનવાં જોગ છે, એમ પણ હોય, જુવાન જીગરને ઉંડા પાણીના માપ મેળવવાં મુશ્કેલ છે પરંતુ ચાલો આપણે શાહજાદાની પાછળ પાછળ જઇએ, તો કંઇ પતો લાગશે.

તે જવાન શાહજાદો વસંતથી છવાયેલાં વન ઉપવન પસાર કરતો એક વૃક્ષ આગળ આવી પહોંચ્યો. અને પોતાનો બાદશાહી પોશાક ઉતારી સાધારણ મુસલમાનનો પોષાક ધારણ કર્યો, ને પછી આમ તેમ જોઇ ઉતાવળે પગલે આગળ વધ્યો [illegible]ની મસ્જીદનાં ખંડીએર આગળ ઉગેલા ઘાસની વચ્ચે આવી ઉભો રહ્યો. તે ક્ષણેક્ષણે ઉપર નીચે દ્રષ્ટિ કરતો કોઇની આતુરતાથી રાહ જોતો હોય એમ જણાતું હતું. તેના હૃદયની આતુરતા આખરે મુખમાંથી બહાર પડી, તે ધીમે ધીમે બબડ્યો

પળ પળ ગણું પ્યારી વિરહની, હું છુપાયો ઘાસમાં;
છે સમય શાદીનો હવે, નજદીકના આ માસમાં

અને હા? તેના હૃદયના ઉદ્દગારોજ તેના પ્રેમની મનોદશા જણાવતા ને તે બાલો હજુ બોલવા પુરા થયા એટલામાં તો સ્હામેથી એક—

છલકતી યુવા મલકતી મુખ મધુરૂં તે હસી,
જાણે અપ્સરા સ્વર્ગની સંસાર પર આવી વસી

એવી એક અતી સુંદર ગોરાંગી પરીસુરત જોબનવંતી કુમારીકા આવતી નજરે પડી. અહા તેની સુંદરતાની સરિતા છલકતી હતી, તે જોબનની શોભાનું વર્ણન કરવું મુશ્કેલ હતું. તેણીએ નાગની ફણા જેવી બને બાજુ છુટી મુકેલી વેણીઓ પર લટકાવેલાં તાજાં ગુલાબોએ તેના સૌંદર્યમાં વૃદ્ધિ કરી હતી ને—

"ફુલ વેણીની શોભા ઘણી, જાણે નાગ મસ્તક પર મણી"

એવો ભાસ જોનારને થાય તો તે સ્વભાવિક હતું. તે આવી, આવીને સાથે ઉતાવળો લાવી તે ગામડીયાંના વેશમાં ઉભેલા શાહજાદાને આલીંગી પડી જાણે વૃક્ષથી વેલી વીંટાઇ પડી

સ્નેહનાં દ્રઢ આલીંગન દેવાયાં ને લેવાયાં, ચુંબનોનો તો ત્યાં વરસાદ વરસી રહ્યો ને પછી તે રૂપાની ઘંટડી જેવા મધુર અવાજને બોલવાની વેળા મળી તેણીએ પ્યારા આશકના ગુંછળાવાળા બાલ સાથ રમત કરતાં કહ્યું, પ્રિયતમ અંધારાઘેરા આકાશને જેમ બડી આમહાદનો આફતાબ પ્રકાશિત કરે છે તેમ તારી હાજરી મારા હૃદય આકાશને ભરે છે."

"વ્હાલી હવે હું સદાને માટે તારી હાજરી પુરીશ બોલ પછી કંઇ મુંજવણ રહેશે કે? એક વધુ ચુંબન દેતાં પોતે લાવેલ અલંકારો તે મધુરીને પહેરાવતાં તે [illegible] કહ્યું, પણ અફસોસ તે પ્રેમીઓ ક્યાં જાણતાં હતાં કે તેઓના સુખી તરઓની પાછળ ભાવીના ભયંકર મોજાં ઉછળતાં હતાં, અરેરે તે પ્રણયી પંખીડાં ક્યાં જાણતાં હતાં કે તેઓની પાછળ પારધીની જાળ પથરાતી હતી?

અને તેમજ હતું સુલતાનાની આજ્ઞાથી હસનઅલી ખાન ને તેનો સાથી શાહજાદાને આ સુંદર ગામડીયણ સાથ પ્રેમ કરતો નિહાળી તે પ્રેમ સરિતાને રોકવા આમ તેમ દોડધામ કરી રહ્યા હતા. કંઇ છુપી બાજી રચી રહ્યા હતા, પરંતુ અત્યારે તે ભાવીના ભેદથી અજાણ આશક માશુક તો સ્વર્ગિય સુખ માણતાં અત્યારે આનંદ સિંધુમાં તરતાં હતાં.

શાહજાદાએ પ્રેમથી ચુંબન લઇ છુટા પડતાં કહ્યું "પ્રિયા હવે જેમ બને તેમ આપણાં લગ્નની મંજુરી હું મારા પિતા પાસેથી જલદી મેળવી શકીશ—ને એમ કહી એક અંતિમ આલીંગન આપી તે છુટા પડયાં, અતૃપ્ત હૈયે—ખરેખર પ્રેમની બલિહારી છે.

શાહજાદો ફરી પેલા વૃક્ષ તળે આવી પોતાનો રજવાડી પોશાક પહેરી અને પછી પોતાના મહેલમાં આવી પહોંચ્યો, કે જે વખતે તેનો પિતા તેનીજ આતુરતાથી રાહ જોતો હોય એમ જણાતું હતુ, શાહજાદો આવતા તેને હર્ષથી તે બાપે હૈયાસાથ ચાંપી પોતાની નજદીક બેસાડયો, ને શાહજાદાને પોતાની પ્રિયની વાત છેડવાની સારી તક મળી પણ અફસોસ, તે શરમને લીધે બાપ આગળ બોલી ન શકયો એટલામાં બાપેજ તે વાત છેડી, "બેટા જ્યારે જ્યારે હું તારી શાદીની વાત છેડું છું ત્યારે ત્યારે તું, ડોકું ધુણાવી ના કેમ પાડે છે? શું તેનું કારણ મને નહિ જણાવે?



"પ્યારા પિતા, આજ હું તેજ જણાવવા આવ્યો છૂં. એક દિવસ શિકાર ખેલતાં હું મારા જોડીદારોથી જુદો પડી-પાણીની પ્યાસથી પીડાતો હતો, એટલામાં એક ગામડુ મ્હારી નજરે પડયું."

હું શરીરમાં રહેલી સર્વ શક્તિનો ઉપયોગ કરી તે ગામડા તરફ દોડયો, પરંતુ નજદીક જતાંજ લગભગ મને ચક્કર આવ્યાં, તેજ વખતે એક ખુબસુરત ગામડીયન છોકરી જળ ભરી જતી હતી, તેણે મારા આ સંકટને સમજી લીધું, ને તુરતજ મ્હને પાણી પાઇ બેહોશ થતો અટકાવ્યો, મ્હારો કીંમતી જાન બચાવ્યો.

આ સાંભળી છોકરીની સામે મેં જોયું, ત્યારે મને લાગ્યું કે, આ મનુષ્ય લોકનું સૌંદર્ય નથી, પરંતુ તેમાં દૈવી તેજ છે અર્થાત એ ઘણીજ ખુબસુરત્ત મનોહર ને કેળવાયેલી જણાઇ, ને મેં તેજ વખતથી મ્હારૂં દીલ તેણીના પર સદકે કર્યું.

અવારનવાર હું તે ગામડ.માં સાધારણ સીપાઇના વેશમાં જતો હતો, ને તે બાળા સાથ મ્હારો અનહદ પ્રેમ બંધાયો તેણી પણ મને સાધારણ સીપાઇ તરીકે ઓળખતી

છતાં દીલોજાનથી ચહાવા લાગી, ને તેથી ઓ, પિતા ' મેં તેનેજ પરણવા નિશ્ચય કર્યો છે, આપ ફકત મુરબ્બીની મંજુરીનીજ ફક્ત ઢીલ છે, " શાહજાદાએ પોતાની વિતક વાત કહી સંભળાવી.

' તેમ કદી બને નહિ, શાહજાદાની બેગમ એક હલકા કુળની ઓરત થઇ શકે નહિ બેટા, તારે માટે તો મેં બળવાન શાહ અલાઉદ્દીનની પુત્રી શાહજાદી નાદીરાની માંગણી કરવાની ગોઠવણ ચાલુ રાખાવી છે. તો દેશના ભલા ખાતર પણ તું જરૂર તારો વિચાર પડતો મુકી મ્હારા હુકમને તાબે થવાનું ડહાપણ બતાવીશ એવી મને આશા છે દીકરા ? " તે વૃદ્ધ સુલતાને કંઇક મુરબ્બીગીરીથી કંઇક સત્તાથીને કંઇક પટામણી ભરેલા સાદે કહ્યું.

શાહજાદા ઝહીરૂદીન જાણે આસમાનમાં થતા મેઘના કડાકાથી રાતની વખતે મયુર ચીસ પાડી ઉઠે, તેમ ચીસ પાડી ઉઠ્યો ' ઓ પિતા, ખુદા ને આપ મને માફ કરજો, પણ હું તે સુંદર છોકરી કે—

જેનું થનાં પળ સ્મર્ણ પણ સુખ સ્વર્ગનું હું અનુભવું
હા, તે વિના મુજ વ્યર્થ છે આ જગતમાંહી જીવવું

અને આ સત્યજ કહું છું કે તેણીના વિના મારૂં જગતમાં જીવવું હું નકામુ માનું છું.

સુલતાન તો શાહજાદાના આ વચનો સાંભળી સજ્જડ ચિત્રવત બની ગયો, તેણે સુલતાનાને બોલાવી તેની દ્વારા શાહજાદાને ઘણો ઘણો સમજાવ્યો, પણ

પ્રેમી તો બદલે નહિ કરે ન બીજી વાત
ફાટે પણ ફીટે નહિ જેમ પટોળે ભાત

અને તેથી સુલ્તાને અંતે નિરાશ થઇ, તેને આ બાબતપર ફરી વિચાર કરવાનુ કહી મુસાફરીનો શ્રમ ઉતારવા આરામ લેવા ફરમાવ્યું.

શાહજાદો તુરતજ પોતાના આરામ ગૃહમાં ગયો, કે પાછળથી સુલ્તાને તેનાપર છુપો પહેરોરાખવાનીઆજ્ઞા કરી દીધી, ને બીજી બાજુથી હસનઅલી ખાનને મોકલી પેલી ગામડાની ખુબસુરતીને ક્યાંય ખુણે ખોંચરે દફનાવાની કે ન્હસાડવાની યુક્તિ અમલમાં મુકાઇ.

રાજપ્રપંચના પાસા તુરત નંખાયા, ને ઇશ્કની આશામાં બેઠેલી તે સુંદર છોકરી અને તેના વૃદ્ધ કાકા સલીમને હસનઅલીખાનનાં માણસો પકડી લાવ્યાં ને જ્યારે તે ઝનાનખાનામાં સુલતાનાની સમક્ષ તે નિરપરાધી બાળાને લાવવામાં આવી ત્યારેજ તેણી સમજી શકી, કે તેણીનો આશક એક સાધારણ સીપાઇ નહિ, પણ આ દમામદાર સુલતાનાનો શાહજાદો છે.

સુલતાનાએ આ નીર્દોશ રૂપસુંદરીને જોઇ તેના રૂપે તેણીને પણ મુગ્ધ કરી, પરંતુ તેણીના ખાનદાનને તેને સુગ ચડાવી, ને તેથી તેણીને ધમકાવી સુલતાનાએ કહ્યું " કંગાલ છોકરી !. શાહજાદા સાથનો તારો પ્યાર આજથી ખતમ થવો જોઇએ નહીતો તેની ખરાબીનું તુંજ કારણ થઇ પડશે.

તે બીચારી શું જવાબ આપે ? તેણીનું મુખ હસનઅલીખાનનાં ક્રુર માણસોએ બાંધ્યુ હતું, તેથી તેણીએ અણુબીની આંખો નીચે ઢાળી સુલતાનના ફરમાનને તાબે થવા તેણી તૈયાર છે ! એમ જણાવ્યું.

સુલતાનાએ આગળ ચલાવ્યું, અને તને અને આ તારા બુઢ્ઢાને અમ ણા

અમારાં રાજ્યની સરહદપાર કરી આવશે, ખબરદાર, ત્યાંથી કોઇ દીવસ આ તરફ આવવાની હિંમત કરશે તો જાનથી જશે. ”

તે કોમળ સુંદરતાના ખજાનાએ મસ્તક નમાવી તે કબુલ કર્યું, એટલે સુલતાનાએ તે સુંદરાંગીને તેના રક્ષક કાકા સલીમ બન્નેને દેશપાર કર્યાં ને દેશપાર કરતાં પહેલાં એક નવું ફિતુર રચના સુંદર માશુકને શાહજાદાએ આપેલા અલંકારો સુલતાનાએ છીનવી લીધાં.



વૃદ્ધ સુલતાન પણ આ ગોઠવણથી બહુ ખુશ થયો, ને તેણે તેજ દીવસે સુલતાન અલાઉદ્દીનની શાહજાદીનું શાહજાદા ઝહીરૂદ્દીન માટે માંગું કરવા પોતાના દુતોને રવાના કર્યાં, ને પછી શાહજાદા આગળ જઇ પુછ્યું "કેમ બેટા" હવે કંઇ તારા વિચાર ફર્યા કે ?

શાહજાદાએ તો ઉંડો નિશ્વાસ નાંખી કહ્યું "પિતા શું કહું;—આપ જેમ મારા માતાને ચાહો છો, તે કરતાં વધુ પ્રેમથી હું તે સુંદર ગામડીયનને ચાહું છું."

સુલતાનના કોપનો પાર ન રહ્યો, તેણે શાહજાદાને તરછોડી નાંખતા

કહ્યું "નાદાન છોકરા અહીંથી ચાલ્યોજા, જ્યાં સુધી બાપના હુકુમને તાબે થવા જેટલું શાણપણ ખુદાતાલા તને ન આપે, ત્યાં સુધી અહીં ન આવતો."

શાહજાદાને એટલુંજ જોઇતું હતું તે તુરત ભાથામાંથી છુટેલા તીરની માફક ત્યાંથી છુટયો, ને સીધો માશુકના ગામડા તરફ ગયો, પણ અફસોસ ! ત્યાં આવતા પોતાની મધુરી માશુકનો મેળાપ તેને થયો નહિ, તપાસ કરતાં એક પાડોશણે જણાવ્યું કે " તે છોકરી તારી લાંબા વખતની ગેરહાજરીથી વહેમમાં પડી એક બીજા બહારગામ વસતા મરદની સાથે લગ્ન કરી ચાલી ગઈ છે.

શાહજાદાએ આ વાત માનવા સાફ ના પાડી, પરંતુ જ્યારે તે પડોશણે શાહજાદીને ભેટ આપેલા અલંકારો તેને પાછા સુપરત કર્યા, ત્યારે તે પ્રેમી આશક આંસુ વરસાવતો કકળી ઉઠયો—

અરે પ્યારી તારી પળ વિપળ માળા મુખ ભણું
અને તારે માટે જગત્ પરનાં સર્વ સુખ તજું
છતાં રે રે તું તો નિરદય થઇ કયાં તજી ગઇ
અરે તરા વિનાં, મમ જીવન જ્યોતિ બુજી ગઇ.

પરંતુ અફસોસ તે અત્યારે અરણ્યરૂદન સરખો નિરર્થક હતો; ને તેથી રડતી આંખે; ને બળતે હૃદયે શાહજાદાને મહેલમાં પાછા ફરી પીતાની આજ્ઞાને આધીન થવા શીવાય બીજો કોઇ રસ્તો તેને માટે રહ્યો નહીં.

ખરેખર પ્રેમીઓને સંસારમાં દુ:ખ ને આંસુ શીવાય બીજું અનુભવવાનુંજ નથી હોતું, જેમ શાહજાદો માશુકની યાદીમા માહતમ–રડાપીટ–કરી રહેયો હતો, તેમ તે શહેરની નજદીકના પહાડો ટેકરીઓમાં પણ કોઈ કોઇ રાતના એક તેવુંજ દર્દમંદ રૂદન થતું.

તે પણ એક આશકનુંજ હતું, તે પણ શાહજાદા જેવોજ એક પ્રેમના બજારમાં પાએ પડેલો નવજવાન હતો, તેનું નામ અહમદખાન હતું, તે કાસમીરની ખુબસુરત બહાદુર રાણી હબીબાનો પ્યાર મેળવનાર એક વખત ભાગ્યવંત સરદાર હતો, પણ—મધમાંખના જેવી નવીન નવીન ફુલની વાસ લેનારી મધ ચુસનારી રાણીનો તેનાપર કોપ ઉતરતાં તેને મારી નાખવા આજ્ઞા કરેલી પરંતુ મરશીના નામની એક જવાન દાસી કે જે અહમદખાનને અંતરથી ચહાતી હતી,—તેણીએ તેને બચાવી ન્હસાડી મુકયો હતો, તે આ શાલીમારથી સેંકડો દુર આવેલા હીમગીરીના શિખરોને પોતાના પ્રેમભીનાં આસુઓથી ભીજવતો, વખતો વખત—સુર્ય ઉગતાંને આથમતાં ચંદ્રનાં રૂપેરી કિર્ણો જગતને રૂપેરી બનાવતો હોય ત્યારે ત્યારે રાણીના પ્રેમની યાદ કરતો બબડતો કે—

આપ્યાં જોબ દાન– અજવાળી તે રાતના
આજે ભુલી ભાન, પ્યારી કાં તું પ્રેમનું.

અને હા, એવું એવું કંઇ તે પ્રેમના ઉન્માદમાં લવતો બબડતો, ને સુલતાનની સરહદના ગામડાઓમાં ભટકતો હતો.

પણ અરે, આ વિરહી આશકના દુ:ખનું રૂદન રડવા આપણે કયાં બેસી ગયા, ચાલો. એને તો રડવા દો, પહાડોના પથરા પ્રેમના આંસુઓથી પીગળાવવા દો,

આપણે શાહજાદાનીજ ખબર લઇએ,—શાહજાદો તે ગામડાની ખુબસુરત માશુક ગુમાવ્યા પછી જગતથી ઉદાસ થઇ ગયો હતો, ને રસ વગરનુ જીવન તે મહેલમાં વિતાવતો હતો, એટલામાં ગયેલા સુલતાનના દુતો શાહજાદી નાદિરાને લઇ આવી પહોંચ્યા.

શાહજાદીને ઝનાનખાનામાં લેતાં પહેલાં વેવીશાળની ક્રિયા કરવાની હતી. ને તેથા તે બાદશાહ જાદી મ્યાનામાંથી ઉતરી જ્યાં શાહજાદો વિચાર શુન્ય ઉભો હતો, ત્યાં ધીમે પગલે ચાલી આવી સંસારથી કંટાળેલા તપસ્વી જેવો શાહજાદો તો એમને એમ લાગણી વગર ઉભો રહ્યો એ જોઇ સુંલતાનાએ કહ્યું પ્યારા બેટા, આ તારી ભાવી પરણેતરને મીઠા શબ્દોથી આવકાર કાં નથી આપતો ?

શાહજાદાએ નિશ્વાસ નાંખી મન સાથ બબડાટ કર્યો. હા ! શું કરૂં



દીલની સૌ મીઠાશ; દીલરૂબા સાથે ગઇ,
જીવનમાં કડવાશ, એક હવે બાકી રહી.

અને શાહજાદાનો આ બબડાટ જાણે તે ચતુર શાહજાદી સમજી ગઇ હોય એમ ઝીણાં અસ્છા બુરખા.માંથી—તેજસ્વી આંખો ચમકાવતી મૃદુ હસી બોલી:— " શું ત્યારે તે બનવા જોગ છે, કે મારા નાથના દીલમાંથી પેલી ગામડાની ગોરી નથી વિસરાતી ?"

શાહજાદો એકદમ ચમક્યો, કેમકે શાહજાદીના તે સુંદર ધીમા બે બોલમાં તેને પોતાની ગામડીયન પ્રીયાના અવાજનો પડઘો માલુમ પડયો તુરત તે બેબાકળો થઇ ગભરાઇ શાહજાદી નાદીરા તરફ જોવા લાગ્યો. એટલામાં દાસીએ તેના મોઢા પરનો બુરખો ધીમેથી ઉંચક્યો ને શાહજાદાથી ચીસ પડાઇ ગઇ "ઓ ખુદા, આ ક્યાંથી ?"

અને હા, તે શાહજાદી નાદીરા બીજી કોઈ નહી પણ તેની ગામડાની પ્રીય પેલી રૂપવંતી માશુક પોતે હતી ને તે સબંધમાં શાહજાદો વધુ સંભ્રમમાં પડે તે પહેલાંજ તેણીએ ખુલાસો કર્યો કે, પ્રીય શાહજાદા હું તેજ ગામડાની છોકરી છું. કેટલાક વખત પહેલાં મારા શાહ પીતાએ મારાં લગ્ન મારી મરજી વીરૂદ્ધ કરવાનું નક્કી કરવાથી હું મારા વીશ્વાસુ વૃદ્ધ ખાજેસરા સલીમ સાથ ગામડામાં છટકી આવી હતી, ને અજબ સંજોગે તું પ્યારા સાથ પ્યારમાં પડી હતી, પરંતુ જ્યારે મને હલકા કુળની જાણી તમારી માતાએ મને ને વરૂદ્ધ સલીમને દેશપાર કર્યાં ત્યારે ફરી હું મારા પીતાની રાજધાનીમા ગઈ, એટલામાં તમારા પોતાના દુતો તમારા માટે મારી માગણી કરવા ત્યાં આવી પહોંચ્યા, જેમાં મેં મારી પસંદગી દેખાડતાં મારા શાહ પીતાએ મને દુતો સાથ અહીં મોકલી.

અહીં આનંદની અવધી થઇ રહી, ક્ષણવાર શાહજાદો પોતાનું ભાન ભુલી ગયો. સુલતાન ને સુલતાના પણ ખુશ થયાં. જો કોઇપણ નારાજ થયું હોય તો એક સરદાર હસન અલીખાન હતો, કે જે નાદીરાના અનુપમ સૌન્દર્ય ઉપર મુગ્ધ થઇ તેણીને પોતાની બનાવા ચહાતો હતો. ને બીજો સુલતાનના જનાનખાનાનો વડો ખાજેસરા યુસુફ હતો. કે જે નાદીરા સાથ વૃદ્ધ સલીમને જનાનખાનાના ઉપરી તરીકે નીમાઇ આવેલો જોતાં અદેખો બન્યો હતો.

આમ છતાં રાજમહેલમાં આનંદના પુર ઉછળ્યાં, વૃદ્ધ સુલતાન પણ શાહજાદાની શાહજાદી સાથ આજે થનારી શાદીના ખ્યાલથી ખુશ ખુશાલ બની દરબાર ભરી બેઠો હતો, પણ તાજ્જુબ સંસારના કોના સુખી દીવસો-ખુશીના હલાકો-કાયમને માટે ટક્યા છે, કે સુલતાનના ટકે? કેમકે એજ વખતે કેશમીરની મહારાણી વસતીના સરદારો સુલતાનની મુલાકાતે આવી ઉભા ને મહારાણીનો સંદેશો જણાવ્યો કે ઓ સુલતાન! કેશમીરની મહારાણીનું મોટું લશકર 'તમારી સરહદ પર આવી ચોભ્યું છે, જેમ અનેક રાજાઓએ ખંડણી આપી મહારાણીનું સાર્વભૌમ કબુલ કર્યું છે, તેમ તમે કરશો તો તમોને અને તમારી પ્રજાને મહારાણી બચાવી લેશે, પણ જો તેમ કરવા તઇયાર નહી હશે, તો તે મોટું લશ્કર આ દેશ પર ધસી આવશે."

કેશ્મીરના યોદ્ધાનાં આ વચનોથી રંગમાં ભંગ થયો. સુલતાન ગભરાઇ ગયો, પણ શાહજાદા ઝહીરૂદીને તે મગરૂર સરદારોને જવાબ વાળ્યો કે "ઓ સરદારો તમારી મગરૂરી રાણીને જઇ કહો કે કાલ સવારે શાહજાદો ઝહીરૂદીન તમારી રૂબરૂ આવી તમારા પડકારનો જવાબ વાળશે."

તેઓ ગયા, ને શાહજાદો બાપને ધીરજ દેતો, હવે શું કરવું તે પર વિચાર કરતો હતો, એટલામાં ખાજેસરા યુસુફે આવી શાહજાદાના કાનમાં ધીમેથી કહ્યું, "નામદાર, જરા મારી સાથે ચાલશો? મારે તમને કંઇ અજાયબનું દેખાડવું છે?

શાહજાદો કંઇક શંકામાં પડી, યુસુફ સાથ ગયો, તે તેને ગેલેરીમાં લઇ ગયો, કે જ્યાંથી શાહજાદી નાદીરાના ઓરડામાં નજર પડતી હતી, તેણે યુસુફના કહેવાથી અંદર દ્રષ્ટી કરી, તો હાય શું દેખાવ નજરે પડ્યો,—શાહજાદી નાદીરા, સરદાર હસનઅલીખાનના હાથમાં પડી હતી.

શાહજાદાની આંખ ફાટીજ ગઇ, તેની શુદ્ધી બુદ્ધી પ્રેમ, સ્નેહ સઘળાંના ચુરેચુરા થઇ જતા જણાયા, તે લોહીનો ઘોટ ગળી નીચે ઉતર્યો. યુસુફને કહ્યું "જ-

શાહજાદીને મારા ઓરડામાં બોલાવી લાવ" ને પળ વારમાંતો તે હુકમનો અમલ થયો. શાહજાદી અસ્વસ્થ દીલે શાહજાદા આગળ હાજર થઈ.

"નાદીરા આપણા લગ્ન હાલ અટક્યાં છે." શાહજાદાએ તીખા ને કડવાશ ભરેલા અવાજે કહ્યું, ને શાહજાદીએ ચમકી પુછ્યું "વ્હાલા, આમ એકાએક લગ્ન અટકાવવાનું કારણ?"

શાહજાદો ચુપજ રહ્યો. તેણે એક અર્થસુચક નજર શાહજાદી તરફ ફેંકી કહ્યું "મને તારી સાથે તારા ઓરડામાં લઈ ચાલ, ત્યાં હું જણાવીશ."

તે પ્રેમી માશુક મુઝાઇ ગઈ; છતાં શાહજાદાની પાછળ પાછળ તે ઓરડા તરફ ગઇ, ને ત્યાં પહોંચતાંજ શું જોવામા આવ્યું? હસનઅલીખાન મુડદું થઇ પડ્યો હતો?

એકદમ તે ઘુંટણપર શાહજાદાના પગમાં પડી ચીસ પાડી બોલી ઉઠી "નાથ, હું નીર્દોષ છું, તદન....પણ કોણ સાંભળે? શાહજાદો તેણીને તરછોડી, તેણીને ગુલામડી તરીકે ઝનાનખાનામાં રાખવાનું ફરમાવી કેરમીરની મહારાણીની છાવણી તરફ ઉપડી ગયો.

તે સંસારના જુઠાપણા ને દગા ફટકાને જાણી લઇ ન્હાસી જનારા જોગી જેવો, જગતથી ઉદાસ—જીવનની દરકાર વગરનો રાણીની મોટી છાવણીમાં આવી રાણીની સન્મુખ થયો ને પડકાર કર્યો કે "ઓ રાણી, નાહક નિર્દોષ પ્રજાનું લોહી રેડવાને બદલે તારા બહાદુરમાં બહાદુર સરદારને મારી સાથે દ્વંદ્વ યુદ્ધમાં ઉતારી આપણા વચ્ચેની હારજીત નક્કી કરવી, એ બહાદુરીનું લક્ષણ છે.

શાહજાદાના સૌંદર્યે, તેની શુરવીરતાએ ને નીડરતાએ રાણીને મુગ્ધ બનાવી અને તેણીએ શાહજાદાની શરત કબુલ રાખી પોતાના બહાદુર પટ્ટાબાજ ને તેની સામે યુદ્ધમાં ઉતર્યો, પણ વીજય માળા તો આખરે ઝહીરૂદીનનાજ ગળામાં આવી પડી, તે જીત્યો.

રાણી, પ્રેમ હવસને બહાદુરીની તરસી રાણી ઝહીરૂદીન પર મોહી પડી, તેણે તે ઝહીરૂદીનને પોતાના તંબુમાં રાખી તેની પાસે પ્રેમ યાચના કરી,—પણ નહિ. નાદીરાના પ્રસંગથી સર્વ ઓરતજાતને ધિક્કારનારા ઝહીરૂદીને રાણીના પ્રેમ કરતાં ઝેર પીવું પણ પસંદ કર્યું.

રાણીએ તેને તેમ કરતાં અટકાવ્યો, ને પછી યુક્તીથી પાસાની રમતમાં શાદી-કરવાની શરત કરી તે ચતુર ગણી ઝહીરૂદીનને જીતી શકી દરમ્યાન સુલતાન મરણ પામતાં ઝહીરૂદીનને રાજધાનીમાં આવવાની ફરજ પડી, રાણી હબીબા પણ સાથેજ ગઈ × × × × × × × × ×

હવે તે દીવસ આવી પહોંચ્યો કે જે દીવસે ઝહીરૂદીનનો રાજ્યાભીષેક ઉત્સવ અને રાણી વસંતી સાથેનાં લગ્નનો મહોત્સવ ઉજવાયાં દરબારમાં નાચરંગનો મેળા

વડો થયો, બદમાશ ખાજેસરા યુસુફે ગુલામડી તરીકે ઝનાનખાનામાં રહેલી નાદિરાને સુલતાન ઝહીરૂદીન ને રાણી વસંતીની આગળ નાચવા ઉભી કરી, ઝહીરૂદીનની તે તરફ નજર પડી, પરંતુ દુઃખી નાદીરાએ આંખમાં આંસુ સાથે પોતાની આપ વીતી, આખા દરબારને સુણાવી, ત્યાં, તલવારો ચમકી, ને શું પરીણામ આવ્યું તે પરદા પર જુઓ.

ખરેખર બદમાશ યુસુફનું કાવતરૂં ઉઘાડું પડતાં ને નાદીરાને નીર્દોષ તરીકે જાહેર થતી જોઈ તમે ખુશ થશો જ્યારે હવસી મહારાણી હબીબાને ઝહીરૂદીન સાથના લગ્ન પ્રસંગે પોતાના પુરાણા આશક અહમદખાનને હાથે મરતી જોઈ. તમે કરણીનાં ફળ કેવાં બુરાં હોય છે, એ સદ્‌બોધક સાર સમજી શકશો ને પવીત્ર પ્રેમના ગુણ ગાતા ગાતા ઘેર જશો.



બહાર પડ્યું છે

# સ્વામી રામતીર્થનું

# જીવન ચરિત્ર

પ્રથમ સચીત્ર આવૃતી



સડેણું કીંમત રૂા ત્રણ

( સ્વામી રામતીર્થ )

"રામ બાદશાહ" ના નામથી પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય દેશોમાં વિખ્યાત એવા સ્વામી રામના આ જીવનને ક્યો સાચો હીંદીવાન નહીં વાંચે ?

નીચેને સરનામેથી મગાવો:—

વિવેકાનંદ મુદ્રણાલય, ખાડીઆ ન્યુરોડ—અમદાવાદ.